# નિવેદન

આ ચોપડીની પહેલી આવૃત્તિ જુલાઈ, ૧૯૪૨ મા બહાર પડી ને એક વર્ષમાં તે પૂરી થઈ ગઈ હતી. તે બતાવે છે કે, લોકોમાં ઉર્દૂ લિપિનું જ્ઞાન મેળવવા માટે માગ તો છે જ, તેને પોષવી જોઈએ. પરંતુ ૧૯૪૩–૪ વર્ષો તેને માટે અનુકૂળ નહોતાં.

પણ તે વર્ષોમાં એક અનુકૂળતા જે અણધારી મળી તે આ ચોપડીને સુધારવા વધારવાને માટે કીમતી થઈ પડી છે. એક તો એ કે, શિક્ષકો અને વિદ્યાર્થીઓએ તેને વાપરી ને કહ્યું કે, ચોપડી મોટે ભાગે ગુજરાતી જાણનારા વાપરશે, માટે તે ગુજરાતીમાં થાય તો સારુ. વાચક જોશે કે, ગઈ આવૃત્તિનું હિંદુસ્તાની માધ્યમ બદલી આ વેળા ગુજરાતી કરવામાં આવ્યુ છે. પરપ્રાંતી ઉર્દૂ-વિદ્યાર્થીઓની જરૂર જણાયે તેની હિંદુસ્તાની આવૃત્તિ કાઢવાનુ અલગ વિચારવા પર રાખ્યુ છે.

બીજી જે અનુકૂળતા મળી તે એ કે, આ વર્ષોમાં આ ચોપડી જેલમાં સારી રીતે કામ લાગી. રાષ્ટ્રના અનેક સૈનિકોએ ઉર્દૂ શીખવા માટે તેનો ઉપયોગ કર્યો. તેમનો સામાન્ય અનુભવ જાણવા મળ્યો છે કે, ચોપડીનો સ્વયશિક્ષિકા તરીકેનો દાવો સફળ છે કેટલાય જણ ૧૦–૧૫ દિવસમાં પૂરી કરતા ને તે રોજ એક કલાકથી વધુ સમય ભાગ્યે જ આપતા હતા.

મે પણ જેલમાં આનો અભ્યાસ કર્યો. તેના એક વિદ્યાર્થી તરીકેના અનુભવની સાથે શિક્ષક–દૃષ્ટિ મેળવતાં જે મને લાગ્યુ. તે આ ચોપડી સુધારવા વધારવા માટે ઉપયોગમા લીધુ છે. એઉ લેખકોને તે અગેની મારી સૂચનાઓ પસદ પડી છે તેમને અમલમા

મૂકતાં જે પરિણામ આવ્યુ છે તે આ નવી આવૃત્તિ છે. તેને ગુજરાતીમાં મૂકવાનું કામ મે કર્યું છે.

ગઈ આવૃત્તિનું વસ્તુ વાપરતાં છતાં પ્રકરણો નવેસર પાડ્યાં છે, અભ્યાસપાઠો વધાર્યા છે; અને કેટલુંક નવેસર ઉમેર્યું પણ છે, જેમ કે, નસ્ખ મરોડનો પરિચય. ઉર્દૂ લિપિ વાટે હિંદુસ્તાનીમાં પ્રવેશ કરવા માટે બાળપોથી રૂપેય આ ચોપડી કામ દઈ શકશે એમ માનું છું. આગળ વધુ અભ્યાસ માટે પાઠોનાં થોડાં પાન ઉમેરવા વિચાર હતો, પણ ચોપડીનું કદ વધી જાય, તેથી એક અલગ બાલ-પાઠાવલી રૂપે નાની ચોપડી છપાવવા વિચાર રાખ્યો છે.

આ ચોપડી ગુજરાતમાં હિંદુસ્તાની પ્રચાર કામને માટે મદદરૂપ થશે એવી આશા છે.

૨૭-૧૦-'૪૫ મગનભાઈ દેસાઈ

## (પહેલી આવૃત્તિના નિવેદનમાંથી)

ત્રણ વર્ષ પર 'રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ' પ્રસિદ્ધ કર્યા પછી, હિંદુસ્તાની પ્રચારને અંગે વિદ્યાપીઠનું આ બીજું પ્રકાશન છે રાષ્ટ્રભાષાની વ્યાખ્યા વિદ્યાપીઠનાં ધ્યેયોમા આ પ્રમાણે કરી છે

'હિંદી-હિંદુસ્તાની એ ભાષા કે જે ઉત્તરના સામાન્ય હિંદુ-મુસલમાન બોલે છે અને દેવનાગરી અથવા ફારસી લિપિમા લખાય છે'

ત્યાર પછી રાષ્ટ્રીય મહાસભાએ એનું નામ 'હિંદુસ્તાની' ઠરાવ્યુ છે; અને એના પ્રચાર અર્થે હવે 'હિંદુસ્તાની પ્રચાર સભા'ના નામથી એક સ્વતંત્ર સંસ્થા ગયે મહિને શ્રી રાજેન્દ્રબાબુના પ્રમુખપણાથી વર્ધામા બની છે આ સંસ્થાએ રાષ્ટ્રભાષા અંગે અત્યાર સુધીમા દેશભરમાં થયેલા ઊહાપોહ પરથી 'હિંદુસ્તાની'ની વ્યાખ્યા સ્પષ્ટ કરી, ઉપરની ટૂંકી વ્યાખ્યાનો વિસ્તાર કરી આપ્યો છે·

'હિંદુસ્તાની વહ ભાષા હૈ જો ઉત્તર હિંદુસ્તાનકે શહરો ઔર ગાંવોકે હિંદુ-મુસલમાન આદિ સબ લોગ બોલતે હૈ, સમઝતે હૈ, ઔર આપસકે કારબારમે બરતતે હૈ, ઔર જિસે નાગરી ઔર ફારસી દોનોં લિખાવટોમે

લિખા પઢા જાતા હૈ, ઔર જિસકે સાહિત્યિક (અદબી) રૂપ આજ હિંદી ઔર ઉર્દૂકે નામસે પહચાને જાતે હૈ '

એટલે, રાષ્ટ્રભાષા માટે બે લિપિ છે અને બે લિપિમા તેનુ સાહિત્ય મળે છે તેથી રાષ્ટ્રભાષા શીખવા માગનારે એ બેઉ લિપિ શીખવાથી તેની શરૂઆત કરવી જોઈએ ગુજરાતમા નાગરી લિપિ વિદ્યાર્થીઓ અભ્યાસના ૪થા ૫મા વર્ષમા શીખે છે, પછી ઉર્દૂ લિપિ શીખવવાનું શરૂ કરી શકાય* તેમ જ રાષ્ટ્રપ્રેમી પ્રૌઢો પણ એ લિપિ શીખવા ચાહે આ બેવડો ખ્યાલ રાખીને આ 'ઉર્દૂ લિપિ શિક્ષિકા' તૈયાર કરવામા આવી છે અને તેના પાઠો એવી રીતે ગોઠવવા પ્રયત્ન કર્યો છે કે, તે સ્વયશિક્ષિકાની ગરજ સારે એટલે પ્રૌઢો ને મોટા વિદ્યાર્થીઓ આ ચોપડીથી પોતાની મેળે ઉર્દૂ લિપિ શીખી લેશે

ચોપડીની ગોઠવણી એવી છે કે, તેમા વાચકના નાગરીના જ્ઞાનના પાયા ઉપર ઉર્દૂ લિપિ શીખવતા ક્રમિક બોધપાઠો આપ્યા છે, અને સાથે વચ્ચે વચ્ચે અભ્યાસ સારુ થોડુક વાચન પણ આપ્યુ છે અને એમ એવી ગણતરી રાખી છે કે, આથી વાચકને લિપિજ્ઞાન થઈ રહેશે

પછી રહે તેનો મહાવરો પાડવો ને વધારવો તેને સારુ વાચનના પાઠોની અલગ એક ચોપડી તૈયાર થાય છે, તે છપાઈ રહ્યે બેએક માસમાં બહાર પડશે

સામાન્યત લહિયા પાસે લખાવી શિલાછાપથી ઉર્દૂ છપાય છે, અને તેના બીબા પણ હવે થયાં છે આ ચોપડી બીબાથી છાપી છે બજારમા બીબાના બે પ્રકાર મળે છે ૧ લહિયાના અક્ષરના જ મરોડના 'નસ્તાલીક' કહેવાતા બીબાં, જે વાચવા માટે સરળ ને સ્વાભાવિક છે ૨ અરબી લિપિના મરોડના 'નસ્ખ' કહેવાતા બીબા, જેનો મરોડ લખવાના ઉપયોગમા નથી આવતો

આ ચોપડીમા પહેલા પ્રકારનાં બીબા વાપર્યાં છે

આ ચોપડી તૈયાર કરનાર બે ભાઈઓ વિદ્યાપીઠના સેવકો છે દિલ્હી નજદીક પજાબના વતની હોઈ, બેઉની માતૃભાષા હિદુસ્તાની છે, અને મૂળ-લિપિ પણ ઉર્દૂ જ છે; બાદ તે નાગરી લિપિ શીખ્યા છે આ ચોપડી તૈયાર કરવામા તેમને ગૂજરાત વિદ્યાપીઠના બે માજી ઉર્દૂ-શિક્ષકોની ઓછીવત્તી

*ગૂજરાત વિનય મદિરમા બીજા વર્ષમા ઉર્દૂ લિપિ શીખવાય છે આ ચોપડી તૈયાર કરવાથી તે વર્ષ માટે પાઠ્યપુસ્તક પણ સહેજે મળી જાય છે

મદદ મળી છે, એ માટે બેઉનો સંસ્થા તરફથી આભાર માનું છું; અને એ મદદને ચોપડી માટે એક નોંધપાત્ર વસ્તુ ગણુ છુ ભાઈ ગુલામ રસૂલ કુરેશી આનું મૂળ લખાણ લગભગ બધુ જોઈ ગયા છે અને તે અંગે ઘટતી સૂચનાઓ આપી છે લેખકોને અરબી ફારસી અંગે જ્યાં ક્યાંક પૂછવા જેવા મુદ્દા લાગ્યા ત્યા તેમણે મૌલવી નદવી સાહેબને પૂછી શંકાસમાધાન કર્યું છે, અને પુસ્તકની સામાન્ય રૂપરેખા પણ તેમની જોડે ચર્ચી લીધી છે મૌલવી નદવી સાહેબ અને ત્યાર બાદ ભાઈ કુરેશી વિદ્યાપીઠમાં ઉર્દૂના અધ્યાપક તરીકે કામ કરતા હતા એટલે, આજના એ કામના બે સેવકો મળીને વિદ્યાપીઠની આખી ઉર્દૂ શિક્ષણ પરંપરા આ ચોપડી તૈયાર કરવામાં છે, એ રૂડો સુયોગ ગણાય

ચોપડી હિંદુસ્તાનીમાં ને નાગરીમા તૈયાર કરવામાં એ ઉદ્દેશ પણ છે કે, બીજા પ્રાંતોમા પણ તે કામ દઈ શકે આશા છે કે રાષ્ટ્રભાષા-પ્રેમીઓને અને શિક્ષકોને આ ચોપડી મદદરૂપ થશે. . .

ગૂ વિ કાર્યાલય
તા ૧–૭–'૪૨

મ૦

# અનુક્રમણિકા

# પ્રાસ્તાવિક

હિંદના ઇતિહાસના ઇસ્લામી યુગમાં ઉર્દૂ ભાષા અને લિપિનો જન્મ થયો. ઇસ્લામી દેશોની સાથે હિંદનો વેપારી અવર-જવર વગેરેનો સંબંધ તો આ યુગ પહેલાંના કાળથી પણ હશે, એટલે સહજપણે કાંઇક સંસર્ગ, હિંદની ભાષાઓને પણ, ત્યારનો મળ્યો હશે. પરંતુ, જ્યારથી હિંદમાં ઇસ્લામી રાજ્ય શરૂ થયું, ત્યારથી આ પ્રકારનો સંસર્ગ એક વ્યવસ્થિત સાંસ્કૃતિક બળરૂપે શરૂ થયો ગણાય. ફારસી ભાષા રાજભાષા બની, એટલે કરતા કારવતા ને ભણેલા ઘણાખરા લોકો તે ભાષા ને તેની લિપિ પણ શીખતા થયા, જેમ આજે તેવા લોકો અંગ્રેજી ભાષા ને તેની રોમન લિપિ શીખે છે.

પરંતુ, આમ-જનતામાં આ કાળમાં જે એક નવીન ને જીવંત સંસર્ગ-બળ નીપજ્યું તે એ કે, બાદશાહોની સેનાઓ દેશમાં જગા જગાએ ફરતી થઈ ને અનેક સ્થળોએ તેમની છાવણીઓ નખાઈ. આ છાવણીઓની આસપાસ બજાર ને ગુજરી ભરાતાં થયાં, ને તે નિમિત્તે જનતાના લોક બાદશાહી ફોજોના ફારસી, અરબી ને તુર્કી વગેરે નવી ભાષાઓવાળા સિપાઈઓ જોડે પ્રત્યક્ષ સંબંધમાં આવવા લાગ્યા. એમાથી આમ-જનતાની મૂળ ચાલુ ભાષામાં ફારસી અરબી વગેરે શબ્દો દાખલ થતા ગયા, જેમ આજે હિંદની ભાષાઓમાં અંગ્રેજી શબ્દો થાય છે. આ સંબંધ વધુ ઘનિષ્ઠ ઉત્તર હિંદમાં હતો. તેથી, છાવણીઓની આસપાસના પ્રદેશોમાં ખાસ કરીને દિલ્હી

મેરઠ આવા પ્રત્યક્ષ જીવનની જરૂરમાંથી જે બોલી ચાલુ થઈ તેને ઉર્દૂ કહેવામાં આવી. 'ઉર્દૂ' શબ્દનો અર્થ લશ્કર કે છાવણીનુ બજાર એવો થાય છે; લક્ષણાથી, તેવાં બજારમાં ચાલતી બોલીને પણ તે જ નામ મળ્યુ.

આ રીતે ઉત્પન્ન થયેલી બોલીને દિલ્હી આસપાસ રાજ-પ્રતિષ્ઠા મળી, ને ધીમે ધીમે તેણે સ્થાયી રૂપ પકડ્યુ, તળપદી ભાષા અરબી ફારસીના નવા શબ્દોથી પુષ્ટ બની, અને એમ, લોકવ્યવહારમાં સામાન્યપણે સમજાતી ને વપરાતી એવી એક જીવ ત લોકભાષા ઉત્તર હિંદમાં ચાલવા લાગી.

આ ભાષા લખાવા પણ લાગી. આપણે ઉપર જોયુ કે, ત્યારે ફારસી લિપિ પ્રતિષ્ઠિત રાજલિપિ હોઈ આગળપડતી હતી. એટલે, આ ભાષા આ નવી લિપિમાં લખાવી શરૂ થઈ, (તે નાગરીમાં પણ લખાતી હતી.) આમ, મૂળ એક જ ભાષા બે લિપિમાં લખાવી શરૂ થઈ. અને તેથી જ તેને બે નોખી શૈલીનાં રૂપો ધારણ કરવાનો લાગ મળી શક્યો, એમ કહી શકાય.

આ નવી ફારસી લિપિ ફારસી-અરબી શબ્દો માટે તો સવડભરી હતી; પણ મૂળના હિંદી શબ્દો માટે પૂરતી નહોતી. એટલે, તેના નવા વર્ણોની સંજ્ઞાઓ, આ લિપિનો સ્વભાવ પારખીને, તેમાં ભળે એવી ઢબે, યોજવામાં આવી. આવી રીતે અરબી ફારસી ઉપરાંત નવા હિંદી વર્ણો ઉમેરવામાં આવતાં જે નવી લિપિ તૈયાર થઈ, તેને ઉર્દૂ લિપિ કહેવાય છે. કેટલાક તેને ફારસી લિપિ પણ કહે છે, પરંતુ તેને ચોક્કસ નામ આપવું હોય તો ઉર્દૂ લિપિ કહેવુ જ યોગ્ય થશે

આ લિપિની વર્ણમાળા હવે સમજવા તરફ જઈએ.

# ૧

# ઉર્દૂના અરબી ફારસી વર્ણો

મુસલમાની રાજ્યકાળમાં ઉત્તર હિંદની ચાલુ બોલીની ભાષા-ભૂમિકામાં ફારસી અરબી વગેરે શબ્દોના વપરાશના જીવંત ઉમેરાથી જે નવી બોલી જન્મી, તે ઉર્દૂ કહેવાઈ. અને એ જ એવડી અસર તળે રહી, એ બોલી લખાવા લાગતાં તેની નવી લિપિ પણ જન્મી, જેને ઉર્દૂ લિપિ કહે છે. એ ઉપર આપણે જોયું.

તેથી તેની વર્ણમાળામાં અરબી વર્ણો છે, ફારસી છે, અને હિંદી ખડી બોલીના નાગરી વર્ણો પણ છે.

પહેલાં અરબી વર્ણો કયા છે તે જોઈએ. તે કુલ ૨૮ છે, એ નીચે પ્રમાણે છે:

( ← આમ વાંચો)

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ر | ذ | د | خ | ح | ج | ث | ت | ب | ا |
| रे | ज़ाल | दाल | ख़े | हे | जीम | से | ते | बे | अलिफ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| غ | ع | ظ | ط | ض | ص | ش | س | ز |
| ग़ैन | ऐन | ज़ोय | तोय | ज़्वाद | स्वाद | शीन | सीन | ज़े |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ی | ہ | و | ن | م | ل | ک | ق | ف |
| ये | हे | वाव | नून | मीम | लाम | काफ | क़ाफ | फे |

ગુજરાતીમાં ઊતરેલા સંસ્કૃત તત્સમ પેઠે, જે શબ્દો હિંદુસ્તાનીમાં મૂળ અરબી તત્સમ રૂપે ચાલતા હોય, તે તેમની મૂળ અરબી જોડણી પ્રમાણે જ લખાય છે.*

આ વર્ણોમાં નીચેના ૯ વર્ણો ખાસ અરબી વર્ણો જ છે, એટલે તે અરબી શબ્દોમાં જ આવે છે.

ذ ث ح ص ض ط ظ ع ق

### ઉર્દૂના ફારસી વર્ણો

ઉપરના ૨૮ અરબી વર્ણો ઉપરાંત ઉર્દૂ લિપિમાં ચાર ફારસી વર્ણો છે. તે ચાર વર્ણો આ છે

| گ | ژ | چ | پ |
|---|---|---|---|
| गाफ | झे | चे | पे |

(નોંધ અરબીમાં غ (ગ઼ેન) છે, પણ તે ને ફારસી گ વચ્ચે ધ્વનિનો ફેર છે. غ ગળામાંથી બોલાય છે.

પે ચે ઝે તો નવા જ ધ્વનિ છે, જે અરબીમાં નથી.)

* જેમ કે عام આમ (آم આમ=કેરી)
بعد બાદ (باد 'બાદ'=હવા)
عم ગમ (گم ગમ=પહોચ)

# ઉર્દૂના નાગરી વર્ણો

ઉપરના ૩૨ ઉપરાંત ૧૪ બીજા વર્ણો- ઉર્દૂ લિપિમા હિંદી કે નાગરીના લીધેલા છે. તેમાં ત્રણ ط સંજ્ઞાથી બનાવેલા આ પ્રમાણે છે·

| | | |
|---|---|---|
| ڑ | ڈ | ٹ |
| ડે | ડાલ | ટે |

આ ત્રણે વર્ણો, મૂળ સંજ્ઞા ر د ت અરબીની લઈને, તેમની ઉપર ط (તોય) ને ચિહ્ન તરીકે મૂકવા દ્વારા સાધવામાં આવ્યા છે. આ ત્રણે વર્ણો ટ-વર્ગીય ઉચ્ચારના છે. ઉપર જુઓ તો દેખાશે કે, અરબી ફારસીમાં ટ-વર્ગીય ધ્વનિ જ નથી. તેની જરૂર હિંદની ખડી બોલીને લખતાં જણાઈ એટલે ઉપરની ط (તોય)ની યુક્તિ શોધીને તે વર્ણો રચાયા.·

એમ બીજા ખૂટતા વર્ણો તરીકે જે નવા ૧૧ યોજાયા તે આ

---

* તેવી જ રીતે, આ નવી નીપજેલી બોલી નાગરીમા લખાવા લાગતા ભુગ ફારસી અરબી ધ્વનિઓ તેને માટે નવા હતા જેમ કે, ख़े, ज़ाल, ग़ेन, क़ाफ़, फ़, ऐन. આને માટે નાગરીમા નીચે બિંદુવાળા વર્ણો યોજવામા આવ્યા·

ख़, ज़, ग़, फ़, વગેરે

આ પ્રમાણે એક લિપિમાં નવી બોલીની અસર સ્પષ્ટ જણાય છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| छे | झे | ठे | थे | फे | भे |
| घे | खे | ढे | ढ़े | धे | |

આ વર્ણો યોજવાની યુક્તિ અંગ્રેજીને મળતી છે. અંગ્રેજીમાં ભ થ. ખ, ઘ, ઢ, ઇત્યાદિ માટે ખાસ વર્ણ નથી; તેમને યોજવા h સહાયમાં વપરાય છે. જેમકે bh, th, kh, gh. dh ઇ૦. તેમ જ ઉર્દૂમાં બે, પે, તે, ટે, જીમ, ચે, દાલ. ડાલ, ડ઼ે, કાફ. ગાફ એ મૂળ વર્ણો સાથે ہ (હે) લખીને નવો વર્ણ ઉપજાવ્યો છે. આ રૂપોમાં ہ વપરાય ત્યારે તેની આકૃતિ ھ આવી, બે-આંખી થાય છે. તે પરથી તેને 'દોચશ્મી હે' કહે છે.

કેટલાક આ ૧૧ વર્ણોને જોડાક્ષર માને છે. પણ તે બરોબર નથી. ઉર્દૂ ભાષાના જ તે ધ્વનિ છે, તેથી તેમના વર્ણને માટે સ્વતંત્ર સંજ્ઞાની હયાતી માનવી એ જ બરોબર. ને હવે મોટે ભાગે એમ જ મનાય છે.

હિંદીમાં હશ્રુતિના ચાર વર્ણ છે र्ह, ल्ह, म्ह, न्ह. તે નાગરીમાં હ સાથે જોડાક્ષર દ્વારા લખાય છે. ઉર્દૂમાં કેટલાક એમને પણ સ્વતંત્ર વર્ણ મનાવે છે, ને દોચશ્મી હે સાથે લખે છે. પણ તે જોડાક્ષરની રીતે જ નાગરીમાંય છે, તે પ્રમાણે ઉર્દૂમાં પણ ગણવા એ ઠીક છે.*

આમ ઉર્દૂ વર્ણમાળા કુલ ૪૬ વર્ણોની બની. એ વર્ણો ઉર્દૂ કક્કામાં જે ક્રમમાં બોલાય છે તે ક્રમ હવે જોઈએ.*

---

* કેટલાક મૂળ અરબીની 'હમ્ઝા' નામની નિશાનીને પણ વર્ણમાં ગણે છે તે કોઈ ધ્વનિદર્શક નથી, તેથી તેને વર્ણ ન ગણતા બીજા ઉર્દૂ ચિહ્નો (ઝબર, ઝેર, પેશ ઇ૦) પેઠે એક ચિહ્ન જ ગણવું જોઈએ તેનો ઉપયોગ આગળ ઉપર જોઈશું

# ઉર્દૂ કક્કો

૪૬ અક્ષરનો બનતો ઉર્દૂ કક્કો નીચે આપ્યો છે, ગુજરાતી નાગરી પેઠે ડાબેથી જમણે નહિ પણ, જમણેથી ડાબે ( ← આમ ) તે વાંચો. અક્ષરનું નામ નીચે નાગરીમાં લખ્યું છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ث | ٹ | ت | پ | ب | ا | |
| से | टे | ते | पे | बे | अलिफ | |
| ذ | ڈ | د | خ | ح | چ | ج |
| ज़ाल | ડાલ | દાલ | खे | हे | चे | जीम |
| ش | س | ژ | ز | ڑ | ر | |
| शीन | सीन | झे | ज़े | ड़े | रे | |
| غ | ع | ظ | ط | ض | ص | |
| गैन | ऐन | ज़ोय | तोय | ज़्वाद | स्वाद | |
| ن | م | ل | گ | ک | ق | ف |
| नून | मीम | लाम | गाफ | काफ | काफ | फे |

## ૪

# મૂળાકૃતિ અને નુક્તા

ઉર્દૂ કક્કો નાગરી કે ગુજરાતી કક્કાથી જુદી જ ઢબે રચાયેલો ને નવા મરોડવાળો છે, એ તો તરત જણાય છે. તેમાં તરત નજરે ચડે એવી એક વાત એ છે કે, તેના અનેક અક્ષરોની મૂળ રેખાકૃતિ એકસરખી હોય છે અને તેમના ભેદ બતાવવા તે મૂળાકૃતિ ઉપર કે નીચે ચિહ્નો મુકાય છે આ ચિહ્નો યા તો એક બે કે ત્રણ બિંદુઓ હોય છે કે તોય ط હોય છે. આવા બિંદુને નુકતો કહે છે.*

દાખલા તરીકે નીચે જુઓ.

| મૂળ રેખાકૃતિ | સધાતા વર્ણો | | | | |
|---|---|---|---|---|---|
| ٮ | ب | پ | ت | ٹ | ث |
| ح | ج | چ | ح | خ | |
| د | د | ڈ | ذ | | |
| ر | ر | ڑ | ز | ژ | |
| س | س | ش | | | |

* આમાં એક અપવાદ છે તે ک ، گ કાફ ગાફ તેમા એક લીટી વધે છે, વર્ણભેદ સાધવાની આ યુક્તિ બીજે ક્યાય નથી વપરાતી

મૂળ રેખાકૃતિ　　　　સધાતા વર્ણો

ص　　ص　　ض

ط　　ط　　ظ

ع　　ع　　غ

ک　　ک　　گ

આમ મૂળ ૯ રેખાકૃતિઓ લઈ ચિહ્નો વડે ૨૬ જુદા જુદા વર્ણો યોજાય છે.

ઉપરાંત દોચશ્મી હે ھ વડે નાગરી ૧૧ યોજાયા તે અગાઉ આપણે જોઈ ગયા.

પછી બાકી રહેલી મૂળાકૃતિ નીચેની ૯ છે

ا　ء　ٔ　ق　ل　م　ن　و　ہ　ی

એટલે, ખરુ જોતાં ૧૯ જ મૂળાકૃતિઓ મારફતે ઉર્દૂ કક્કો રચાયો છે. તેમને આધારે નુક્તા, તોય, ط દોચશ્મી હે ھ તથા ک ની આડી લીટીથી આખા કક્કાના બધા વર્ણો રચાય છે.

આ ઢબે કક્કો જોવાથી વર્ણોની સંજ્ઞાઓ યાદ રાખવામાં મદદ થશે.

નુક્તા મૂકવાની રીત પણ ધ્યાનમા લો. બે નુક્તા આડી લીટીમાં આમ (..) જ મુકાય, બીજી રીતે નહિ. ત્રણ નુક્તા ઢગલી-આકારે ઊંધા ને છતા બેઉ રીતે (˙.˙) (.˙.) વપરાય છે. બીજી રીતે નહિ.

ઉર્દૂ કક્કાની રચના આ ઢબની હોવાથી મૂળાકૃતિ સાથે નુક્તાનુ મહત્ત્વ ખૂબ જ છે. બલ્કે, આપણે આગળ જોઈશું કે, મૂળાકૃતિ

લાંબી ટૂંકી કે જરા સરખી હોય તો ચાલે; પણ તેના નુક્તા ૪૦ અવશ્ય એની જોડે હોવાં જ જોઈએ.

**સ્વાધ્યાય**

નુક્તાવાળા વર્ણો અલગ કરીને તપાસો

૧. ઉપર એક નુક્તાવાળા વર્ણો .

| ف | غ | ض | ز | ذ | خ | ن |
|---|---|---|---|---|---|---|
| फे | गैन | ज़ोय | ज़े | ज़ाल | ख़े | नून |

૨. નીચે એક નુક્તાવાળા વર્ણ

| ﺠ | ج | ﺒ | ب |
|---|---|---|---|
| झे | जीम | मे | वे |

૩ બે નુક્તાવાળા વર્ણો (તે ઉપર* જ હોય છે)

| ق | ﺘ | ت |
|---|---|---|
| काफ | थे | ते |

૪. ઉપર ત્રણ નુક્તાવાળા વર્ણો --

| ش | ژ | ث |
|---|---|---|
| शीन | झे | से |

૫ નીચે ત્રણ નુક્તાવાળા વર્ણો

| ﭼ | چ | ﭘ | پ |
|---|---|---|---|
| ह्रे | चे | फे | पे |

* (નીચે બે નુક્તા ～ ડ ગોળ અને વાંકી 'યે'ના સ્વરૂપમાં આવે છે કોઈ મૂળાકૃતિમાં આવતા નથી)

# ૫

## ઉર્દૂ વર્ણોના ધ્વનિ

ઉર્દૂ કક્કો કેટલીક વાતે અંગ્રેજીને મળતો આવે છે, તેમાં એક વાત એ છે કે, તેના અક્ષરોનાં નામ એમનાથી સૂચવાતા ધ્વનિથી જુદાં છે. નાગરીમાં क, ख, ग, घ, અક્ષરો એ જ તેનાં ધ્વનિ ને નામ છે. પણ અંગ્રેજીમાં એ, બી, સી, ડી, એલ, એમ, એવાં વર્ણોનાં નામ છે, ને તે વડે ધ્વનિ સૂચવાય છે અ, બ, ક, ડ વગેરે.

આવું જ ઉર્દૂમાં છે. જેમ કે, પહેલો અક્ષર. તેનું નામ 'અલિફ' છે, તે 'અ' ધ્વનિ સૂચવે છે. તેમ જ બીજા અક્ષરોનું છે. તેમનાં નામ ક્રમવાર આગળ શીખ્યા. તેમના ધ્વનિ હવે જોઈએ.

ઉર્દૂ લિપિમાં, વર્ણ જ્યારે પોતાનો ધ્વનિ બતાવવા વપરાય, ત્યારે તેને માથે ( ´ ) આવી નિશાની મૂકવી જોઈએ. એવો નિયમ છે. આ નિશાનીને 'ઝબર' કહે છે. તે વર્ણને માથે જ મૂકવી જોઈએ.

હવે આખો કક્કો તેનાથી પ્રગટ થતા ધ્વનિ પ્રમાણે જોઈએ. વર્ણ પર ઝબર આવતાં જે ધ્વનિ તે બતાવે છે તે નીચે નાગરીમાં લખ્યો છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| چَ | جَ | ثَ | ٹَ | تَ | پَ | بَ | اَ |
| च | ज | स | ट | त | प | ब | अ |
| زَ | ڑَ | رَ | ذَ | ڈَ | دَ | خَ | حَ |
| ज़ | ड़ | र | ज | ड | द | ख़ | ह |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ع | ظ | ط | ض | ص | ش | س | ژ |
| अ | क़ | त | ज़ | स | श | स | झ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ن | م | ل | گ | ک | ق | ف | غ |
| न | म | ल | ग | क | क़ | फ | ग़ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| جھ | ٹھ | تھ | پھ | بھ | ی | ہ | و |
| झ | ठ | थ | फ | भ | य | ह | व |

| | | | | | |
|---|---|---|---|---|---|
| گھ | کھ | ڑھ | ڈھ | دھ | چھ |
| घ | ख | ढ़ | ढ | ध | छ |

એટલે, જો નાગરીની સરખામણીમાં જોઈએ તો, આ ઝબર 'હરકત' ક્, ખ્, ઇ૦ નાગરી વ્યંજનો ઉચ્ચારતી વેળા તેમને 'અ' સ્વર જોડીને ક, ખ, ગ, ઇ૦ બોલીએ છીએ, એને મળતી નિશાની થઈ કહેવાય

પરંતુ, સામાન્યપણે આ નિશાની લખાણ તથા છપાણમાં લગભગ નથી વપરાતી; તે વિના વાચક સમજી લઈને શુદ્ધ વાંચશે એવું માનીને ચાલવામાં આવે છે.

### સ્વાધ્યાય

નીચેનું વાંચો — (← આમથી)

र स क      र स ता      न हा

نمک کم کر

र क म क क म न

غلط سبق مت پڑھ

ढ़ प त म क़ ब स त ल ग

## ૬

## ઉર્દૂ લખાવટ

ગયા પાઠના સ્વાધ્યાયમાં તમે છૂટા અક્ષરો વાંચ્યા તેમાં 'अब, અસર, ગઢ, કબ, છત, કર' વગેરે શબ્દો અને 'સચ સચ કહ, घर पर ચલ, नमक કમ कर, ग़लत સબક મત पढ़' જેવાં વાક્યો બનતાં હતાં. પણ ઉર્દૂમાં એ શબ્દો કે વાક્યો એ રીતે નથી લખાતા. તે શબ્દો ને વાક્યો ઉર્દૂમાં તો આમ લખાય છે-

غرض چمن اثر کب

गरज़ चमन असर कब

کہہ سچ سچ چل پر گھر

कह सच सच चल पर घर

پڑھ مت سبق غلط

पढ़ मत सबक ग़लत

જુઓ કે, અક્ષરો એકમાં એક મળીને એક ચાલુ રેખાથી લખાય છે. ઉર્દૂ લખાવટની આ ખાસ વસ્તુ છે. જેમ અંગ્રેજી ત્રીજી ચોથી એબીસીડીના અક્ષરો એક પછી એક જોડાઈને, હાથ ઉપાડ્યા વિના, ચાલુ રેખાથી લખાય છે, તેમ ઉર્દૂમાં પણ તેના વર્ણો ચાલુ હાથે લખાય છે. અને, આમ ચાલુ લખવાની જરૂર મુજબ વર્ણોની આકૃતિ કે તેનું મૂળ રૂપ ઉર્દૂમાં ટૂંકું બને છે, કક્કામાં બતાવ્યું તેવું આખું નથી રહેતું. નુક્તા વગેરે તો બરોબર રહે છે; ને તે ઉપરથી જ ટૂંકા વર્ણો ઝટ પારખી શકાય છે.

ઉર્દૂ લખાવટ આવી હોવાથી, ઉર્દૂ કક્કો, અંગ્રેજી એબીસીડી પેઠે ચાર પ્રકારનો છે એમ કહીએ તો ખોટું નહિ. એટલે કે, દરેક વર્ણનું (૧) અગાઉ પાઠમાં શીખ્યા તે મૂળ રૂપ, (૨) તેનું શરૂનું ટૂંકું જોડ-રૂપ, (૩) તેનું મધ્યનું જોડ-રૂપ, અને (૪) તેનું અંતિમ જોડરૂપ. ઉર્દૂ લેખન આવું હોવાથી, શીઘ્ર લઘુલિપિ જેવું કામ તેની પાસેથી કેટલાક લે છે.

આ જોડરૂપો જોઈએ તે પહેલાં એક વાત સમજી લઈએ તે એ કે, આ જોડરૂપો તે જોડાક્ષર નથી. દા. ત., માનો કે 'બસ' લખવું છે તો س + ب (બે + સીન) લખતાં 'બે'નું જોડરૂપ ﺑ લખી તેની જોડે 'સીન' નું અંતિમ જોડ-રૂપ (જે લગભગ આખો મૂળ વર્ણ જ હમેશ હોય છે) લખાય, એટલે 'બસ' بس થયું. આ લખાણ 'બ્સ' જોડાક્ષર નથી. એવો જોડાક્ષર કરવાની રીત વિષે સ્વતંત્ર સમજીશું. લખાવટમાં વપરાતાં ઉર્દૂ વર્ણોનાં જોડરૂપોને નાગરી જોડાક્ષરમાં પાઈ વગરનાં રૂપો (જેમ કે, त, प, घ, न નાં પાઈ વગરનાં રૂપો त्, प्, घ्, न्,) જેવાં ન સમજવાં.

છેવટે, ઉપર કહ્યું તે મુજબ, ઉર્દૂના બધા વર્ણો ટૂંકાતા નથી. કેટલાક ટૂંકાતા નથી પણ આખે રૂપે તે લખાય છે. વળી તે ચાલુ લખાવટમાં પૂર્વના અક્ષર સાથે જોડાય છે ને પછીનાથી છૂટા રહે છે. તે હવે શીખીએ.

૭

# નહિ ટૂંકાતા વર્ણો

નીચે આપેલા વર્ણો લખાણમાં ગમે ત્યાં આવે છતાં તેમનું ટૂંકું જોડ-રૂપ થતું નથી; તે આખે રૂપે જ લખાય છે.*

દોચશ્મી હે વાળા નીચેના ૧૧ વર્ણો પણ પૂરે રૂપે લખાયે છે; તેમનુ ટૂંકું જોડ-રૂપ નથી થતુ

## લખાવટમાં તેમનું જોડાણ

અને શબ્દમાં તેમની આસપાસ કે જોડે આવતા વર્ણ સાથે ચાલુ જોડાઈને લખવા બાબતમાં, આ વર્ણોનું એવું છે કે (દોચશ્મી હે વાળા ૧૧ અને ٻ ٻ આ બે સિવાયના) બધા તેમની પૂર્વે આવેલા વર્ણ જોડે જોડાઈને ચાલુ હાથે લખાય છે, પણ તેમની પછી આવતા

* (દાલ, રે)ની આકૃતિમા, તે વર્ણો આગલા વર્ણ જોડે જોડાતા આકારમાં જરાક ફરક થાય છે, પણ તે નહિવત્ ગણાય જેમ કે:

મદ    મર

વર્ણ જોડે તે ચાલુ જોડાઈને નથી લખાતા, પરંતુ હાથ ઉપાડીને તેમની પછીનો વર્ણ છૂટો લખાય છે.

જેમ કે -

| اب | رٹ | دل |
|---|---|---|
| અબ | રટ | દલ |

પણ આગલા વર્ણ જોડે જોડાઈને લખાય છે. જેમ કે ر + م નું ટૂંકું જોડ-રૂપ ـم છે. એટલે رم આમ લખાશે. તેમ જ

لو = و + ل      بد = د + ب

લવ   વાવ   લામ      બદ   દાલ   બે

દોચશ્મી હે વાળા ھ ૧૧ અને ط ظ એ ૧૩ વર્ણો આમાં અપવાદ છે. કેમ કે તે આગલા ને પાછલા બેઉ વર્ણો જોડે અનુસંધાનમાં ચાલુ લખાય છે; જોકે તેમનું ટૂંકું રૂપ તો બધાની જેમ નથી થતું, જેમ કે -

| ـط ـظ | ط ظ |
|---|---|
| ـھ | ـھـ |
| પાછલા જોડેનું | આગલા જોડેનું જોડ-રૂપ |

ઉદા૦ :

| تھل | مدھ | طرف | قط |
|---|---|---|---|
| થલ | મધ | તરફ | કત |

કેટલાક શબ્દો હવે નીચે ઉર્દૂમાં બરોબર કેમ લખાય છે તેના નમૂના છે, તે વાંચો એટલે આ સ્પષ્ટ થશે·

| | | | | | |
|---|---|---|---|---|---|
| رب | زر | وش | ڈر | دل | اب |
| रब | ज़र | वश | डर | दल | अब |
| رگ | رس | رج | دم | دس | اڑ |
| रग | रस | रज | दम | दस | अड़ |
| رتھ | ارب | طرف | ورق | وزن | ادب |
| रथ | अरब | तरफ | वरक | वज़न | अदब |
| فرق | مرد | ڈھل | بھرم | ودن | بھرت |
| फरक | मरद | ढल | भरम | वदन | भरत |

| | | |
|---|---|---|
| دم بھر | فرق مت کر | ڈر رکھ |
| दम भर | फरक मत कर | डर रख |

| | |
|---|---|
| ادب کر | دس ورق رکھ |
| अदब कर | दस वरक़ रख |

## ૮

# ટૂંકાતા વર્ણોનાં જોડરૂપો

હવે ટૂંકાતા વર્ણોનાં રૂપો જોઈએ. તેમાં જણાશે કે, જે વર્ણોની મૂળ રેખાકૃતિ સરખી છે, તેમનાં મૂળ જોડ-રૂપો પણ સરખાં જ હોય છે; માત્ર નુક્તા કે ь ચિહ્નથી જ તેમનો ભેદ સ્પષ્ટ થાય છે.

મૂળાકૃતિવાર તેમનાં ત્રણે સ્થાનનાં જોડરૂપો જોવાથી આ બરોબર ધ્યાનમાં આવશે.

## [૧]

### મૂળાકૃતિ ' ` નાં જોડરૂપો

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|

(નોંધ. શરૂ તથા વચમાં એક કરતાં વધુ રૂપો વપરાય છે. પણ નુક્તા કે ьથી તે ઓળખી લેવું જોઈએ.)

## અભ્યાસ

નીચેનું હવે વાંચો

[ ◀ આમથી વાંચો]

| تک | تب | پچ | پل | پس | بچ | بل | بس |
|---|---|---|---|---|---|---|---|
| તક | તવ | પચ | પલ | પસ | વચ | વલ | વસ |

| پر | تر | تل | ٹب | ٹمٹم | ٹرٹر | تج |
|---|---|---|---|---|---|---|
| પર | તર | તલ | ટવ | ટમટમ | ટરટર | તજ |

| پتن | رتن | اثر | بٹن | ٹن | پت |
|---|---|---|---|---|---|
| પતન | રતન | અસર | વટન | ટન | પત |

| اٹل | تپش | درس | زبر | برس | ٹپک |
|---|---|---|---|---|---|
| અટલ | તપશ (તાપ) | દરસ | ઝબર | વરસ | ટપક |

## [૨]

### મૂળાકૃતિ ج નાં જોડરૂપો

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| ج | جـ | ـجـ | ـج |
| چ | چـ | ـچـ | ـچ |

| | | | |
|---|---|---|---|
| ح | ـحـ | حـ | ح |
| خ | ـخـ | خـ | خ |

## અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

[ ◄ આમથી વાંચો]

| | | | | | |
|---|---|---|---|---|---|
| چکھ | حق | خط | حج | جپ | جو |
| ચખ | હક | ખત | હજ | જપ | જવ |
| خس | جڑ | خر | کھل | جل | جگ |
| ખસ | જડ | ખર | ખેલ | જલ | જગ |
| حل | پٹ | جھٹ | چھل | چٹ | کچ |
| હલ | પટ | ઝટ | છલ | ચટ | કચ (કાચું) |
| چپل | جپت | جتن | بحث | بچت | |
| ચપલ | જપત | જતન | બહસ | બચત | |
| خبر | اچل | بچن | رجب | خطر | |
| ખબર | અચલ | બચન | રજબ | ખતર (ડર) | |

[૩]

## મૂળાકૃતિ س નાં જોડરૂપો

| મૂળાક્ષર - | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| س | سـ | ـسـ | ـس |
| ش | شـ | ـشـ | ـش |

[નોંધ س ش આમ પણ લખાય છે અને જોડરૂપ આમ થાય છે. જેમ કે شرم (શરમ) شرم]

### અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

[ ← આમથી]

| سو | سر | جس | شک | شر | ٹھس | بسر |
|---|---|---|---|---|---|---|
| સવ | સર | જસ | શક | શર | ઠસ | બસર |

| حسد | ستر | سرس | رسد | سرل | چرس |
|---|---|---|---|---|---|
| હસદ (ઈર્ષા) | સતર | સરસ | રસદ | સરલ | ચરસ |

| ششں | شرح | کھس | بشر | شجر | شو |
|---|---|---|---|---|---|
| શશ (૬) | શરહ | ખસ | બશર (વ્યક્તિ) | શજર (ઝાડ) | શવ |

[૪]

**મૂળાકૃતિ ص નાં જોડરૂપો**

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનુ |
|---|---|---|---|
| ص | صـ | ـصـ | ـص |
| ض | ضـ | ـضـ | ـض |

**અભ્યાસ**

નીચેના શબ્દો હવે વાંચો.

[ ← આમથી]

| صمد | صدر | اصم | بصر | اصل |
|---|---|---|---|---|
| સમદ | સદર | અસમ (બહેરું) | બસર (દૃષ્ટિ) | અસલ |

| ضرر | حضر | صرصر | خصم |
|---|---|---|---|
| જરર (હાનિ) | हज़र (ઘર) | सरसर | ख़सम |

[૫]

**મૂળાકૃતિ ع નાં જોડરૂપો**

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનુ |
|---|---|---|---|
| ع | عـ | ـعـ | ـع |
| غ | غـ | ـغـ | ـغ |

## અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| | | | |
|---|---|---|---|
| غرب | غبن | غم | غش |
| અરબ | ગબ | ગમ | ગશ (મૂર્છા) |
| غرض | عدن | عدم | عدل |
| ગરજ | અદન | અદમ (અભાવ) | અદલ |
| وضع | وعد | بغل | غزل |
| વજઅ (રૂપ) | વાદ | બગલ | ગઝલ |
| تعب | رفع | غضب | غدر |
| તઅબ (દુ:ખ) | રફઅ (દૂર) | ગઝબ | ગદર (બળવો) |

[૬]

## મૂળાકૃતિ ف ق ں નાં જોડરૂપો

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| ف | فـ فـ | ـفـ | ـف |
| ق | قـ قـ | ـقـ | ـق |

## અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| قد | فتح | فرح | فم | فق | فن |
|---|---|---|---|---|---|
| કદ | ફ઼તહ | ફરહ (ખુશી) | ફમ (મુખ) | ફક઼ | ફન |

| قفس | فجر | گف | فکن | رقم | قدم |
|---|---|---|---|---|---|
| ક઼ફસ (પાંજરું) | ફજર | ગાફ | ફકન | રકમ | ક઼દમ |

| ظفر | سفر | شفق | سبق | صف | قسم |
|---|---|---|---|---|---|
| ઝ઼ફર (જય) | સફર | શફક | સબક | સફ (પંક્તિ) | ક઼સમ |

## [૭]

### મૂળાકૃતિ ૮ નાં જોડરૂપો

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| ک ، ک | *ک ک | *ک ک | ، ک |
| گ ، گ | *گ گ | *گ گ | ، گ |

## અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| کل | گپ | گج | جگ | بک | کب |
|---|---|---|---|---|---|
| કલ | ગપ | ગજ | જગ | બક | કબ |

* આ ચારે રૂપ માત્ર અલિફ, લામની સાથે આવે છે

| | | | | |
|---|---|---|---|---|
| گز | اگر | شکر | سڑک | ڈھک |
| गज़ | अगर | शकर | सड़क | ढप |
| رگڑ | جکڑ | پکڑ | سگر | اگل بگل |
| रगड़ | जकड़ | पकड़ | सगर | अगल, बगल |

[૮]

## મૂળાક્ષર ل નાં જોડરૂપો

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| ل | ﻟ | ﻠ | ﻞ |

### અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| | | | | |
|---|---|---|---|---|
| لن | الگ | لقوہ | سکل | دل |
| लन | અલગ | लकव (હાથકામ) | सकल | दल |

[૯]

## મૂળાક્ષર م ના જોડરૂપો

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| م | ﻣ | ﻤ | ﻢ |

### અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| مست | مل | عمل | قلم | حرم |
|---|---|---|---|---|
| મસ્ત | મલ | અમલ | કલમ | હરમ |

[૧૦]

## મૂળાક્ષર ن નાં જોડરૂપો

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| ن | نـ نـ نـ نـ | ـنـ ـنـ | ـن |

### અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| نس | ند | نمک | سنک | چمن |
|---|---|---|---|---|
| નસ | નદ | નમક | સનક | ચમન |

[૧૧]

## મૂળાક્ષર ه નાં જોડરૂપ

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| ہ | ھـ ھـ | ـہـ | ـہ |

### અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| ہل | ہوس | شہر | شہد | جگہ | رہ |
|---|---|---|---|---|---|
| હલ | હવસ | શહર | શહદ | જગહ | રહ |

[૧૨]

## મૂળાક્ષર ی નાં જોડરૂપ

| મૂળાક્ષર | જોડરૂપ – શરૂનું | વચલું | અંતનું |
|---|---|---|---|
| ی | یـ یـ یـ یـ | ـیـ ـیـ | ـے ـی |

### અભ્યાસ

નીચેના શબ્દો હવે વાંચો

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| یمک | شین | یم | یک | یگ | یون | یتن |
| यमक | शयन | यम | यक | યગ | यवन | यतन |

| | | | | | |
|---|---|---|---|---|---|
| بھے | وے | جے | ہے | این | گھر |
| भय | वय | जय | हय | अयन | घर |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| سر | زر | دل | جل | بل | جھلک | چمک |
| सर | ज़र | दल | जल | बल | झलक | चमक |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| اٹک | نظر | خبر | اثر | قلم | خصم | جنم |
| अटक | नज़र | खबर | असर | कलम | खसम | जनम |

| حرکت | برکت | امن | چمن | دمن |
|---|---|---|---|---|
| हरकत | बरकत | अमन | चमन | दमन |

| گڑبڑ | پت جھڑ | سج دھج | سلطنت |
|---|---|---|---|
| गडबड | पतझड | सजधज | सलतनत |

### અભ્યાસપાઠ *

હવે તમે આ વાંચી શકશો. ન ઉકલે તો જ નીચે નાગરીમાં તે છે એ મદદ માટે જોજો. છેડે – આ છે તે વાક્યને અંતે પૂર્ણવિરામ છે.

سچ سچ کہہ -　　　غم نہ کر -

گھر پر چل -　　　قلم پکڑ -

نمک کم کر -　　　اب رس بھر -

نل پر چل -　　　جھٹ پٹ کر -

* सच सच कह। गम न कर। घर पर चल। कलम पकड। नमक कम कर। अब रस भर। नल पर चल। झटपट कर।

૯

# નાગરી સાથે સરખામણી

આગળ આપણે ઉર્દૂ વર્ણોના ધ્વનિઓ તથા તેમની લખાવટની ખાસિયત જોઈ. નાગરી કક્કાના ક્રમમાં ગોઠવીને તેની જોડે તેમને સરખાવવાથી ઉર્દૂ લિપિની કેટલીક નવી બાબતો તરત ધ્યાનમાં આવશે. અને આ ગોઠવણીથી ઉર્દૂ ધ્વનિના ઉચ્ચારણ વિષે પણ સ્પષ્ટતા થશે.

| નાગરી વર્ણ | ઉર્દૂ | ઉચ્ચાર વિષે નોંધ |
|---|---|---|
| क | ک | |
| क़ | ق | આ ક ગળામાંથી ઘૂંટાતો બોલાય છે. જેમ કે કરીબ |
| ख | کھ | |
| ख़ | خ | ક઼ પેઠે ગળામાંથી બોલાય છે. જેમ કે ખ઼બર |
| ग | گ | |
| ग़ | غ | ક઼ પેઠે ગ ગળામાંથી બોલાય. જેમ કે. ગ઼રીબ |
| ङ | | (ઉર્દૂમાં આને માટે વર્ણ નથી) |

| નાગરી વર્ણ | ઉર્દૂ | ઉચ્ચાર વિષે નોંધ |
|---|---|---|
| घ | گھ | |
| च | چ | |
| छ | چھ | |
| ज | ج | |
| ज़ | ذ ز ض ظ | જ માટે ચાર વર્ણ છે. પણ તેમનો ઉચ્ચારભેદ હવે ઉર્દૂમાં ખાસ રહ્યા નથી. |
| झ | جھ | |
| झ़ | ژ | અંગ્રેજી 'મેઝર' પેઠે |
| ञ | | આને માટે અલગ ઉર્દૂ વર્ણ નથી. |
| ट | ٹ | |
| ठ | ٹھ | |
| ड | ڈ | |
| ड़ | ڑ | ડ઼ કાંઈક ગુજરાતી ર જેવો કે 'લડવુ'ના 'ડ' જેવો બોલાય છે. |
| ढ | ڈھ | |
| ढ़ | ڑھ | |
| ण | | આને માટે ઉર્દૂમાં અલગ વર્ણ નથી. |

| નાગરી વર્ણ | ઉર્દૂ | ઉચ્ચાર વિષે નોંધ |
|---|---|---|
| त | ت ط | 'ત' માટે બે વર્ણ છે; પણ ઉચ્ચાર-ભેદ ઉર્દૂમાં રહ્યો નથી. |
| थ | تھ | |
| द | د | |
| ध | دھ | |
| न | ن | |
| | پ | |
| फ | پھ | |
| फ़ | ف | અંગ્રેજી F પેઠે. જેમ કે, 'ફૂટ' 'ફલક' |
| ब | ب | |
| भ | بھ | |
| म | م | |
| य | ی ے | |
| र | ر | |
| ल | ل | |

| નાગરી વર્ણ | ઉર્દૂ | ઉચ્ચાર વિષે નોંધ |
|---|---|---|
| व | و | |
| श | ش | |
| ष | | આને માટે ઉર્દૂમાં અલગ વર્ણ નથી. |
| | ص س ث | ત્રણ વર્ણો છે, પણ ખાસ ઉચ્ચાર-ભેદ ઉર્દૂમાં નથી. |
| ह | ہ ح | બે વર્ણ છે; ખાસ ઉચ્ચારભેદ ઉર્દૂમાં રહ્યા નથી |

**સ્વર ઉચ્ચારો**

| | | |
|---|---|---|
| अ | ا | |
| अ़ | ع | ગળામાંથી આ अ બોલાય છે. |

બીજા નાગરીના સ્વરો માટે ઉર્દૂમાં સ્વતંત્ર વર્ણ નથી.

આ તારવણી ઝીણવટથી જુઓ તો નીચેની બાબતો લક્ષમાં આવશે

૧ નાગરીમાં નહિ એવા નવા કેટલાક ધ્વનિઓ ને વર્ણો ઉર્દૂમાં છે. જેમ કે, નાગરીના क, ज, त, फ ઇત્યાદિ વર્ણો માટે ઉર્દૂમાં એકથી વધુ વર્ણો છે. જોકે આ સાથે યાદ રાખવુ જોઈએ કે, એ વર્ણોના ધ્વનિઓમાં કાંઈક ભેદ હોય છે. આ વિષે આગળ વિચાર કરીશુ.

૨. આથી ઊલટુ, નાગરીમાં છે એવા કેટલાક ધ્વનિઓ ને વર્ણો ઉર્દૂમાં મળતા નથી જેમ કે, ञ, ङ, ण, ळ, ष, क्ष, ज्ञ આ વર્ણોવાળા શબ્દો જો ઉર્દૂમાં લખવા હોય તો શું કરવુ એ પ્રશ્ન

અહીં ઊઠે છે. તે પણ આગળ પર વિચારવાનો રાખી, છેલ્લી એક બાબત જે પહેલી લક્ષમાં લેવાની છે તે જોઈએ.

૩. ઉપર ૨ માં જણાવ્યા ઉપરાંત, એક अ સ્વર વિના. નાગરીના आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ, ओ औ સ્વરો માટે પણ સ્વતંત્ર સંજ્ઞાઓ મળતી નથી.

ઉર્દૂમાં આ સ્વરો શી રીતે સાધવામાં આવે છે તે પહેલુ જોઈએ. એ પરથી વર્ણોની બારાખડી ઉર્દૂમાં કેમ થાય છે તે પણ આપણને જાણવા મળશે.

## ૧૦

## હ્રસ્વ સ્વર ઇ

### [ 'ઝેર' હરકતનો ઉપયોગ ]

ઉર્દૂમાં સ્વર સૂચવવા માટે વર્ણ સાથે ખાસ સંજ્ઞાઓ વપરાય છે. તેમને 'હરકત' કહે છે. પ્રથમ ત્રણ* હ્રસ્વ સ્વરો – अ, इ, उ, લઈએ. તેમાંનો अ સ્વર 'ઝબર' હરકતથી સિદ્ધ કરવામાં આવે છે તે આપણે જોઈ ગયા. હ્રસ્વ इ, उ સાધવા માટે વર્ણોને લાગતી બીજી બે હરકતો છે, તે અનુક્રમે 'ઝેર' અને 'પેશ' કહેવાય છે. અહીં 'ઝેર' નો ઉપયોગ જોઈએ.

આકારમાં આ 'ઝેર' હરકત (ˊ) 'ઝબર' જેવી જ નાની આડી લીટી છે; ફરક એટલો જ કે ઝબર વર્ણને માથે મુકાય છે.

---

* ચોથો હ્રસ્વ સ્વર ऋ પણ છે તે પ્રાય: સંસ્કૃત તત્સમ શબ્દોમા જ આવે છે તેને માટે ઉર્દૂમાં પોતાની સંજ્ઞા નથી તો પછી તે કેમ લખવો તે વિષે વિચાર અહી ન કરતાં પછીથી તેને સ્થાને કરવામાં આવશે

ત્યારે 'ઝેર' વર્ણની નીચે મુકાય છે. જે વર્ણની નીચે ઝેર આવે તે વર્ણનો ઉચ્ચાર હ્રસ્વ इ-વાળો કરવામાં આવે છે. જેમ કે,

ِا इ, ِو वि, ِک कि

એટલે ઉર્દૂમાં 'इ' લખવા ِا આ સંજ્ઞા છે, અને વર્ણની બારાખડીમાં હ્રસ્વ इ નો અક્ષર 'ઝેર'થી બને છે. ِو, वि ِک, कि વગેરે.

નીચેના શબ્દો હવે વાંચો

| | | | | | |
|---|---|---|---|---|---|
| مَتِ | گَتِ | پَتِ | سِل | دِل | بِل |
| मति | गति | पति | સિલ | દિલ | બિલ |
| دَلِت | چَلِت | پَتِت | نِڈر | جِگر | اِدھر |
| दलित | चलित | पतित | નિડર | જિગર | इधर |
| اَدھِک | ہِرن | کِرن | ذِہن | کِرم | سِتم |
| अधिक | હિરન | કિરન | ज़िहन | કિરમ | સિતમ |
| گِرمِٹ | تِلمِل | رِمجِھم | مَلِک | تَنِک | |
| ગિરમિટ | તિલમિલ | રિમઝિમ | મલિક | તનિક | |

નોંધ સામાન્ય રીતે ઉર્દૂમાં ભાગ્યે જ અંતે હ્રસ્વ 'ઇ'થી શબ્દ લખાય છે. હિંદુસ્તાનીમાં તેવી જોડણીવાળા શબ્દો આવશે. જેમ કે, ગતિ, મતિ, પતિ. તે અંતે ઝેરથી લખી શકાય.

## અભ્યાસપાઠ*

دِل رکھ- ضِد مت کر- دِن بھر

نہ پڑھ- خط لِکھ کر چل- ہِل مِل کر رہ-

دس تک گِن- اب دِق نہ کر-

اِس پر نظر رکھ- سِل پر نہ گِر-

نِڈر بن کر رہ- ہِرن مت پکڑ-

سر اِدھر رکھ- سِتم نہ سہ- ادھک

مت کہ- اٹک اٹک کر نہ پڑھ-

گتی کم کر- تنک ہٹ کر چل-

* दिल रख। ज़िद मत कर। दिन भर न पढ़। खत लिख कर चल। हिलमिल कर रह। दस तक गिन। अब दिक़ न कर। इस पर नजर रख। सिल (=शिला) पर न गिर। निडर बन कर रह। हिरन मत पकड़। सर इधर रख। सितम न सह। अधिक मत कह। अटक अटक कर न पढ़। गति कम कर। तनिक हट कर चल।

دن بھر نہ پھر ۔ اب پھر گن ۔

بل پر پگ نہ رکھ ۔ گرمٹ پکڑ ۔

दिन भर न फिर। अब फिर गिन। विल पर पग न रख। गिरमिट पकड़।

## ૧૧

## હ્રસ્વ સ્વર ઉ

### [ 'પેશ' હરકતનો ઉપયોગ ]

ત્રીજી હરકત 'પેશ' વાવના આકારની ُ આમ છે, અને 'ઝબર'ની પેઠે તે વર્ણની ઉપર મુકાય છે. તે હરકત વર્ણને લાગતાં, ઉ હ્રસ્વ સ્વરનો ઉચ્ચાર સધાય છે. જેમ કે,

اُ उ, بُ बु, کُ कु.

એટલે હવે તમે શીખ્યા કે ઉર્દૂમાં ઉ اُ આમ લખાય; અને વર્ણોની બારાખડીમાં હ્રસ્વ ઉનો અક્ષર 'પેશ'થી બને છે.

હવે નીચેના શબ્દો વાંચો

| | | | | | |
|---|---|---|---|---|---|
| گُم | سُم | دُم | گُل | غُل | پُل |
| ગુમ | સુમ | દુમ | ગુલ | ગુલ | પુલ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| یُدھ | سُدھ | بُدھ | مَنُ | گُرُ | لَگھُ |
| યુધ | સુધ | બુધ | મનુ | ગુરુ | લઘુ |

| | | | | |
|---|---|---|---|---|
| یُگل | کُشل | سُپھل | اُٹج | اُپج |
| યુગલ | કુશલ | સુફલ | ઉટજ | ઉપજ |

| | | | | |
|---|---|---|---|---|
| کُھرکُھر | بُلبُل | ہُنر | سُدھر | اُدھر |
| ખુરખુર | બુલબુલ | હુનર | સુધર | ઉધર |

નોંધ—હ્રસ્વ ઇ પેઠે હ્રસ્વ ઉ પણ ઉર્દૂમાં સામાન્ય રીતે અંતે નથી આવતું. ગુરુ, લઘુ, મનુ જેવા હિંદુસ્તાની શબ્દોમાં અંતે ' પેશથી લખી શકાય.

**અભ્યાસપાઠ***

صُبح اُٹھ۔ پُل پر چل۔ غُل مت کر۔

سُدھ بُدھ رکھ۔ اِدھر اُدھر مت پھر۔

جنم سُپھل کر۔ بس چُپ رہ۔ مدھ چکھ۔

* सुबह उठ। पुल पर चल। ग़ुल मत कर। सुधबुध रख। इधर उधर मत फिर। जनम सुफल कर। बस चुप रह। मधु चख।

اُٹج پر چل- چُھپ کر نہ رہ-

کُچھ نہ کُچھ کر- یُدھ نہ لڑ- چتُر بن کر

رہ- کُھر کُھر نہ کر- گُل مت پکڑ-

کُچھ پڑھ لِکھ- دُکھ سُکھ سب سہ-

رُک رُک کر نہ پڑھ- اُس پر شک

نہ کر- دُم مت پکڑ- کُٹِل مت بن-

بہُت بک بک نہ کر- مدُھر وچن کہہ-

उटज पर चल। छुप कर न रह। कुछ न कुछ कर। युध न लड।
चतुर बनकर रह। खुरखुर न कर। गुल मत पकड। कुछ पढ़ लिख।
दुख सुख सब सह। एक एककर न पढ़। उस पर शक न कर।
दुम मत पकड। कुटिल मत बन। बहुत बक बक न कर। मधुर
वचन कह।

# ૧૨

## દીર્ઘ સ્વર આ

ઝબર, ઝેર ને પેશ એ ત્રણ હરકતો વર્ણો સાથે વાપરીને અ, ઇ, ઉ એ ત્રણ હ્રસ્વ સ્વરો કેમ સિદ્ધ કરાય છે તે આપણે જોયું. હવે આ, ઈ, ઊ- એ ત્રણ તેમનાં દીર્ઘ રૂપોની સિદ્ધિની રીત જોઈએ.

આ બધા દીર્ઘ સ્વરો વર્ણો જોડે ત્રણ હરકતો અને ا, و અને ى એ ત્રણ વર્ણોનો સહાયકારી ઉપયોગ કરીને પ્રગટ કરવામાં આવે છે. એટલે, આ ત્રણ વર્ણો ઝબર હરકતથી પોતાનો اَ અ, وَ વ, یَ ય એ મૂળ સાદો ધ્વનિ પ્રગટ કરવાનું કામ દેવા ઉપરાંત સ્વરસિદ્ધિમાં સહાયકારી કામ પણ દે છે.

પ્રથમ 'આ' સ્વર જોઈએ.

### [ 'મદ' નિશાનીનો ઉપયોગ ]

ا અલિફના માથા ઉપર 'મદ' નામની ~ આવી સંજ્ઞા મૂકવાથી 'અ'નું દીર્ઘ રૂપ 'આ' آ સૂચવાય છે. બીજા વર્ણોનો 'આ'વાળો બારાખડીનો અક્ષર સાધવા સારુ, તે વર્ણ સાથે ا નો સહાયક ઉપયોગ કરવામાં આવે છે; ત્યાં મદની જરૂર નથી. જેમ કે,

| | دا | ما | را | کھا | کا | با |
|---|---|---|---|---|---|---|
| વગેરે. | દા | મા | રા | ખા | કા | બા |

હવે નીચેના શબ્દો વાંચો

| راگ | آگ | گھاس | داس | آس |
|---|---|---|---|---|
| રાગ | आग | घास | दास | आस |

جاگ باغ داغ چراغ آدھار

आधार चिराग दाग बाग जाग

آہار بازار آرام بادام ناکام

नाकाम बादाम आराम बाज़ार आहार

داتا ماتا ناتا پالا جالا کالا آرپار

आरपार काला जाला पाला नाता माता दाता

یادگار کاربار اگُوا ببُوا گرُوا

गरुआ बबुआ अगुआ कारबार यादगार

## અભ્યાસપાઠ*

آس رکھ۔ آگ جلا۔ تازہ آم کھا۔

پاٹھ یاد کر۔ باغ صاف رکھ۔ لات مت مار۔

لال کپڑا لا۔ ناک صاف کر۔

رام کا نام یاد کر۔ ناگ مت مار۔

* आस रख। आग जला। ताज़ा आम खा। पाठ याद कर। बाग साफ रख। लात मत मार। लाल कपडा ला। नाक साफ कर। रामका नाम याद कर। नाग मत मार।

ہرا پھل نہ توڑ۔ سڑا آم نہ کھا۔

صاف صاف کہہ۔ راگ الاپ۔

کالا کپڑا مت پہن۔ جالا صاف کر۔

باپ کا کہا مان۔ ہاتھ کالا مت کر۔

چار آم لا۔ گھاس پر مت چل۔

کان پر ہاتھ مت رکھ۔ کھانا کھا کر

ہاتھ صاف کر۔ بڑا بن کر نہ اکڑ۔

لائق کا کام کر۔ آج کا کام کل پر نہ ڈال۔

हरा फल न तोड़। सड़ा आम न खा। साफ़ साफ़ कह। राग अलाप। काला कपड़ा मत पहन। जाला साफ़ कर। बाप का कहा मान। हाथ काला मत कर। चार आम ला। घास पर मत चल। कान पर हाथ मत रख। खाना खा कर हाथ साफ़ कर। बड़ा बनकर न अकड़। लायक का काम कर। आज का काम कल पर न डाल।

## ૧૩

## દીર્ઘ સ્વર ઈ

દીર્ઘ ઈ લખવા માટે, વર્ણ નીચે ઝેર મૂકી ગોળ કે નાના ی 'યે' નો (સહાયકારી) ઉપયોગ કરવામા આવે છે.

જેમ કે, اِی ઈ, بی, બી, کی, કી.

હવે વાંચો

| | | |
|---|---|---|
| ایمان | ایران | ایکھ |
| ઈમાન | ઈરાન | ઈખ |
| بیس | بیج | بیمار |
| બીસ | બીજ | બીમાર |

નોંધ – 'યે' અંતે ન હોય તો તેનું નીચે બે નુકતાવાળુ ؞ આ જોડરૂપ વપરાય છે, ને આગળના વર્ણ નીચે 'ઝેર' હોય છે. આ બે નુકતા અને ઝેર સૂચવવા ِ આવી ભેગી નિશાની પણ 'યે' નીચે કેટલાક વાપરે છે. જેમ કે, ઉપલા શબ્દો આમ પણ લખાય.

| | | |
|---|---|---|
| ایمان | ایران | ایکھ |
| بیس | بیج | بیمار |

હવે નીચેના શબ્દો વાંચો

| | | | | |
|---|---|---|---|---|
| لیکھ | بھیکھ | سیکھ | ڈھیل | شیل |
| लीख | भीख | सीख | ढील | शील |

| | | | | |
|---|---|---|---|---|
| کیل | آڑی | باڑی | گاڑی | اٹاری |
| कील | आड़ी | वाडी | गाडी | अटारी |

| | | | | | |
|---|---|---|---|---|---|
| پٹاری | کٹاری | امیر | فقیر | لکیر | تازگی |
| पिटारी | कटारी | अमीर | फकीर | लकीर | ताज़गी |

| | | | | |
|---|---|---|---|---|
| روانگی | سادگی | آبادی | بربادی | آزادی |
| रवानगी | सादगी | आवादी | वरवादी | आजादी |

## અભ્યાસપાઠ*

شیل رکھ ۔ ایمان پر رہ ۔ بیس انار خرید

لا ۔ لکیر کا فقیر نہ بن ۔ زیادہ کھیر مت کھا ۔

* शील रख। ईमान पर रह। बीस अनार खरीद ला। लकीरका फकीर (ચીલાચલુ) न बन। ज़ियादा खीर मत खा।

پیٹھ سیدھی رکھ- تین قدم چل- غریب کی
مدد کر- اس دیوار پر نہ چڑھ- نیم کی چھال لا-
قمیص ڈھیلی مت سینا- کل ساری فیس لانا-
زبانی حساب سیکھ- ٹھیک ٹھیک پڑھ- میٹھا
میٹھا آم کھانا- کالی سیاہی کی دوات لا- ابھی
ابھی بجلی چمکی تھی- اپنی گھڑی ٹھیک کر-
روٹی کھا کر گھر جانا- دوا کی نیلی شیشی لانا-

---

पीठ सीधी रख। तीन कदम चल। गरीवकी मदद कर।
इस दीवार पर न चढ़। नीमकी छाल ला। कमीस ढीली
मत सीना। कल सारी फीस लाना। ज़बानी हिसाव सीख।
ठीक ठीक पढ़। मीठा मीठा आम खाना। काली सियाहीकी
दवात ला। अभी अभी विजली चमकी थी। अपनी घड़ी ठीक
कर। रोटी खाकर घर जाना। दवाकी नीली शीशी लाना।

سیدھی سیدھی بات کر۔ آڑی رات کیا کرنی بات۔ سادگی کا پالن کر۔

सीधी सीधी वात कर। आडी रात क्या करनी वात।
सादगीका पालन कर।

## ૧૪

## દીર્ઘ સ્વર ઊ

દીર્ઘ ઈ પેઠે, દીર્ઘ ઊ લખવા માટે વર્ણ ઉપર પેશ હરકત મૂકી પછી و 'વાવ'નો (સહાયકારી) ઉપયોગ કરવામાં આવે છે. જેમ કે, اُو ઊ, دُو દૂ, جُو જૂ, بھُو ભૂ ઇત્યાદિ.

હવે નીચેના શબ્દો વાંચો -

| | | | | | |
|---|---|---|---|---|---|
| اُون | جُون | نُون | بھُول | پھُول | دھُول |
| ऊन | जून | नून | भूल | फूल | धूल |
| آلُو | بالُو | پالُو | ضرُور | غرُور | کھجُور |
| आलू | वालू | पालू | ज़रूर | गरूर | खजूर |
| اُونی | پُونی | دھُونی | اُصُول | فضُول | قبُول |
| ऊनी | पूनी | धूनी | उसूल | फ़ुज़ूल | क़ुबूल |
| جاسُوس | چاپلُوس | فانُوس | | | |
| जासूस | चापलूस | फानूस | | | |

નોંધ-'ઊ' માટે ﻭ વાવ ઉપર ઊંધા અલ્પવિરામ જેવું, આમ '، મૂકીને પણ લખવાની નવી રીત ચાલુ થઈ છે. જેમ કે,

| | | |
|---|---|---|
| بھوٗل | جوٗن | اوٗن |
| ભૂલ | જૂન | ઊન |

## અભ્યાસપાઠ*

آکاش پر سورج کا نور چھا گیا-
گلاب کا پھول کھل اٹھا- ہر جگہ نہ
تھوک- چولھا گرم کر- اونی کپڑا
پہن- اپنی بھول قبول کر- آپ کا
رومال گر پڑا- کسی کی جوٹھن نہ کھا-
لوٹ کا مال خرید نہ کر- شورویر بن-

*आकाश पर सूरजका नूर छा गया। गुलाबका फूल खिल उठा। हर जगह न थूक। चूल्हा गरम कर। ऊनी कपड़ा पहन। अपनी भूल कुबूल कर। आपका रुमाल गिर पड़ा। किसीकी जूठन न खा। लूटका माल खरीद न कर। शूरवीर बन।

ابھی جا کر دودھ پی۔ پورا صاف کر۔
چاپلوس مت بن۔ اسکا چاقو ابھی لا۔
لال لال میٹھا تربوز کھا۔ تو چھت پر
مت کود۔ کاغذ کا پھول بنا۔ تو آم
چوس کر دودھ ضرور پی۔ دھول مت
اڑا۔ غرور کا سر نیچا۔

अभी जाकर दूध पी। पूरा साफ कर। चापलूस मत बन। उसका चाकू अभी ला। लाल लाल मीठा तरबूज खा। तू छत पर मत कूद। कागज़ का फूल बना। तू आम चूसकर दूध ज़रूर पी। धूल मत उड़ा। गरूर का सर नीचा।

# સંયુક્ત સ્વર એ

'એ' સ્વર લખવા માટે, વર્ણની સાથે લાંબો કે મોટો ے 'યે' વાપરવામાં* આવે છે. જેમ કે,

| ہے | تے | جے | بے | اے |
|---|---|---|---|---|
| હે | તે | જે | બે | એ |

હવે આ શબ્દો વાંચો

| ریل | جیل | تیل | نیک | ٹیک | ایک |
|---|---|---|---|---|---|
| રેલ | જેલ | તેલ | નેક | ટેક | એક |

| گھیلا | میلا | کیلا | ڈھیر | سیر | دیر |
|---|---|---|---|---|---|
| ઘેલા | મેલા | કેલા | ઢેર | સેર | દેર |

* ['યે'નો આ ઉપયોગ નવો છે 'ય' લખવા પણ તે કામ દે છે જેમ કે ,-- یتی યતિ (ત્યાં ઝબર નથી વપરાતો) આથી ઉપરના એ, બે, જે, તે, હે વગેરે અનુક્રમે અય, બય, જય, તય, હય કેમ ન વંચાય, એવો સવાલ ઊઠે આ ગૂંચ — એ કે બય વાંચવું તે — વાચકે પોતાના શબ્દજ્ઞાન પરથી સમજી લેવાની રહે છે.

'વિજય' 'વિનય' 'શયન' જેવા શબ્દો ઉર્દૂમાં કેવી રીતે લખાય ?

| جَے | شَین | وِنَے | وِجَے |
|---|---|---|---|
| જય | શયન | વિનય | વિજય |

'યે' ઉપર ઝબરથી આ સ્પષ્ટ થઈ શકે]

